# કાંતણપોથી

[ જાતે કાંતનારાઓને ]

લેખક

નંદલાલ નથુભાઈ પટેલ

ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

કાંતવું એટલે જેમ તેમ કરીને, જ્યારે ત્યારે, રમતાં રઝળતાં, સૂતરના જેવા તાંતણા કાઢવા એમ નહિ પણ કાંતવું એટલે કાંતવા પૂર્વેની બધી ક્રિયાઓ જાણી લેવી અને સ્વસ્થ ચિત્તે સરસ, એકધારું, વળદાર, નિયમપૂર્વક સૂતર આસનબદ્ધ થઈ કાંતવું, તેને [illegible], તેની લંબાઈ જાણવી, તેનું વજન જાણવું, તેની સરસ આંટી બનાવવી, અને જો કોઇ જગ્યાએ મોકલવું હોય તો સરસ રીતે ગોઠવીને તેના ઉપર કપાસની જાતની, સૂતરના આંકની, લંબાઇ અને વજનની ચિઠ્ઠી બાંધવી.

— ગાંધીજી

પ્રત ૫૫૦૦ રેંટિયા બારશ, ૧૯૯૬

પ્રકાશક

શ્રી રાષ્ટ્રીય સરંજામ કાર્યાલય

મામાનીહવેલી, શાકબજાર, અમદાવાદ

# શ્રી રાષ્ટ્રીય સરંજામ કાર્યાલય, અમદાવાદ

મામાની હવેલી, શાકબજાર

## કાંતણ પીંજણનો સરંજામ મળવાનું અને સૂતર વણાવવા આપવાનું ઠેકાણું



## સરંજામની યાદી ભાવ સાથે

### કાંતવામાં ઉપયોગી

| | રૂ. આ.પા. | | રૂ. આ.પા. |
|---|---|---|---|
| રેંટિયો ૨૪ ઈંચનો | ૩—૨—૦ | પ્યાસ જોડી | ૦—૩—૬ |
| રેંટિયો ૧૮ ઈંચનો | ૨—૧૪—૦ | ઘોડી મોટી | ૦—૧૨—૦ |
| ત્રાક | ૦—૩—૦ | ,, નાની | ૦—૬—૦ |
| ,, મોટી | ૦—૬—૦ | તકલી | ૦—૧—૬ |
| ચકરડી | ૦—૦—૩ | તકલી પેટી | ૦—૨—૩ |
| ચમરખું | ૦—૦—૪ | અટેરણ સાદું | ૦—૧—૩ |
| ફાળકો | ૦—૪—૦ | ,, તકલી માટેના | |
| મોઢિયું | ૦—૨—૦ | ખાંચાવાળું | ૦—૧—૯ |
| ધરી | ૦—૩—૬ | ત્રાક પેટી | ૦—૫—૦ |

### પૂણી બનાવવા માટે

| | | | |
|---|---|---|---|
| પૂણી પાટલો | ૦—૬—૦ | પૂણી હાથો | ૦—૪—૦ |
| સળિયો | ૦—૨—૬ | પૂણી શેર ૧ ના | ૦—૧૨—૦ |

### પીંજવામાં ઉપયોગી

| | | | |
|---|---|---|---|
| પીંજણ મધ્યમ | ૧—૦—૦ | કાકર | ૦—૧—૬ |
| ગોટિલો ,, | ૦—૪—૦ | લાકડી | ૦—૧—૦ |
| પીંજણ બારડોલી | ૦—૭—૦ | સાંકળ | ૦—૨—૦ |
| ગોટીલો ,, | ૦—૨—૦ | સાદડી સરકટની | ૦—૬—૦ |
| તાંત દર તારે | ૦—૨—૦ | ચરખો | ૬—૧૨—૦ |

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા
મુદ્રણસ્થાન : વસંત મુદ્રણાલય, ઘીકાંટારોડ—અમદાવાદ.

# જાતે કાંતનારાઓને

## વાવે તેવું લણે અને કાંતે તેવું પહેરે

જે વખતે ચારે બાજુ કાંતવાની પ્રવૃત્તિ સારી રીતે ચાલી રહી છે, તે વખતે કાંતનારાઓએ નીચેની બાબતો પર ધ્યાન આપવાની જરૂર છે. જેવું સૂતર કાંતીએ તેવી ખાદી મળે. સારા સૂતરની ખાદી સારી થશે. એટલું જ નહિ પણ વણામણી ઓછી પડશે. સૂતર ખરાબ હોય તો પૈસા પણ વધારે આપવા પડે અને ખાદી પણ ખરાબ થાય; તેમ જ ડૂચા (વેસ્ટ) વધારે પડે. સારી સોંઘી ખાદી મેળવવાને વાસ્તે સુંદર મજબૂત સૂતર કાઢવું જોઈએ. તેમ કરવા સારુ નીચેના મુદ્દા પર ધ્યાન આપો;–

૧ સારી પૂણી વાપરવી

૨ વળદાર, એકધારું અને મજબૂત સૂતર કાંતવું

૩ સૂતરને ફાળકા ઉપર વ્યવસ્થિત રીતે ઉતારવું

૪ સૂતરને ફૂંકારવું

૫ સૂતરનો આંક જાણવો તથા આંટી યોગ્ય રીતે સાચવવી.

વળી કાંતનારે પોતાના રેંટિયાનો બરાબર પરિચય કરી લેવો જોઈએ. એવું બનતું જોવામાં આવે છે કે કાંતનાર પોતાના રેંટિયામાં શું બગડયું છે તે જ નથી સમજતા. એટલે પછી કાંતનારાઓમાં નિરુત્સાહ થાય છે. રેંટિયો ખરીદવા માગનારે પણ રેંટિયાનાં અંગો બરાબર છે કે નહિ તે જાણવું જોઇએ. કયું અંગ સુધારવાનું છે તે પણ કાંતનાર સામા માણસને નથી સમજાવી શકતા. આ બધું રેંટિયાના અજ્ઞાનને લીધે છે. એટલે પ્રથમ આપણે તેનું જ્ઞાન ટૂંકમાં મેળવી લઇએ.

## બારડોલી રેંટિયો

અનેક જાતના રેંટિયા આજે તો લોકમાં વપરાય છે. પરંતુ જેને "બારડોલી રેંટિયો" કહે છે તે વધુમાં વધુ પ્રચાર પામેલો છે અને

તજ્જ્ઞોની કસોટીમાં તે પાર ઊતરેલો છે. એટલે અહીં તે જ રેંટિયાનાં અંગોની ઓળખ આપી છે.

રેંટિયાના ત્રણ મુખ્ય ભાગ પાડી શકાય:—

૧) ચક્કર
૨) મોઢિયું
૩) તે બે સિવાયનો ભાગ—રેંટિયાનું ખોખું

## ચક્કર

આ ભાગમાં આટલાં અંગોનો સમાવેશ થાય છે: તાડિયાં, પવાલું, ધરી, મોરવાયાં ('બ્રાસ બેરિંગ')ને હાથો તથા દામણાં અથવા જોતર. આ ભાગોની ઓળખાણ નીચે આપેલી છે:-

**ચક્કર:**—પાંખાંવાળું, દોરી બાંધેલું, મોટું પૈડું, જેના ફરવાથી માળ ફરે છે, અને પરિણામે ત્રાક ફરે છે. આ ચક્કર કરેડામાં બરાબર મધ્યમાં બેસાડેલું હોવું જોઇએ. તે ઊંચુંનીચું થતું ન હોવું જોઇએ.

**તાડિયાં:**—ચકકરનાં પાંખિયાંને તાડિયાં કહે છે. તેની લંબાઇ પર ચકકરના ઘેરનો આધાર રહે છે. તે ૧૨ ઇંચથી માંડી ૩૦ ઇંચ સુધીની લંબાઇનાં હોય છે. સાધારણ રીતે ચકકરની બન્ને બાજુએ ૧૨ પાંખિયાં હોય છે.

**પવાલું:**—ચક્કરની બન્ને તરફનાં તાડિયાંની વચ્ચે જે લાકડાનું ડગળું ધરી પર સજ્જડ બેસાડેલું હોય છે તે. આ પવાલું ધરીમાં લોઢાની મેખ મારીને સજ્જડ કરેલું હોવું જોઇએ. અને તાડિયાં પણ તેની સાથે સ્ક્રૂ વડે સજ્જડ લગાવેલાં હોવાં જોઇએ.

**ધરી:**—લોખંડનો સળિયો, જેના ઉપર હાથો અને ચક્કર બેસાડેલાં હોય છે, તથા જે કરેડાનાં મોરવાયાંમાં ફરે છે. આ ધરી

ગોળ તેમજ પાસાવાળી હોય છે. તે વાંકી હોય તો ચક્કર ફરવામાં દોષ આવે છે.

**મોરવાયાં (બ્રાસ બેરિંગ):**–પિત્તળના અર્ધગોળ ટુકડા જે કરેડામાં બેસાડાય છે ને જેમાં ધરી ફરે છે. એ રાખવાથી ધરી હળવી ફરે છે. કેટલીક જગ્યાએ લોખંડના ટુકડા પણ બેસાડેલા હોય છે. આ મોરવાયાં કરેડાની એક બાજુથી બીજી બાજુ સુધી પહોંચેલાં હોવાં જોઈએ. ધરીની ખાંચ તેમાં બરાબર ગોઠવાયલી જોઈએ. અને તેમાં ધરી ગોઠવ્યા પછી ઉપર લગાવવામાં આવતો ખીલો ધરીને અડીને લગાવવો જોઈએ, જેથી ચક્કર ઊંચુંનીચું ડગે નહિ.

આ બધા ભાગ એવી મજબૂત રીતે બેસાડેલા હોવા જોઈએ કે જેથી હાથો ફેરવતાંની સાથે જ આખું ચક્કર ફરવા માંડે, અને એકે ભાગ ડગે કે ખટકે નહિ.

**હાથો:**—ચક્કરને ફેરવવા માટેનો લાકડાનો લાંબો દાંડો. તેને રેંટિયાના આગલા ભાગમાં ધરીના છેડા ઉપર બેસાડેલો હોય છે. તે ધરી સાથે લોઢાની મેખ વડે જોડેલો હોવો જોઇએ. હાથા ઘડેલા તેમજ ઉતારેલા હોય છે. ફેરવવામાં ઘડેલો હાથો સગવડ રૂપ થાય છે. તેની લંબાઈ તાડિયાંની લંબાઈ કરતાં સામાન્ય રીતે પોણી હોય છે.

**જોતર અથવા દામણું:**—ચક્કરની સામસામી બાજુનાં પાંખિયાંને જોડવા માટે દોરી બાંધવામાં આવે છે. દરેક પાંખિયાને છેડે ખાંચા પાડવામાં આવે છે અને તે ખાંચામાં દોરી ભરાવવામાં આવે છે. દોરી વીંટવા માટે વધારે બંધનો ઉપયોગ થાય તો ચક્રની ગોળાઈ વધારે નિયમિત બને છે. આ દોરીને જોતર અથવા દામણું કહે છે અને તેના ઉપર માળ ફરે છે.

## મોઢિયું

રેંટિયાના બીજા ભાગ, મોઢિયામાં આટલાં અંગોનો સમાવેશ થાય છે:—મોઢિયું, ત્રાક, ચમરખાં, ગરેડી, ચકરડી, અને ઓસીકું.

**મોઢિયું:**—જેમાં ચમરખાં રહે છે તથા ત્રાક ગોઠવવામાં આવે છે. તે બરાબર ચક્કરની સામે મધ્યમાં ગોઠવેલું હોવું જોઇએ. આડુંઅવળું હશે તો માળ ચક્કર પરથી ઊતરી જશે, અથવા ત્રાકની ચકરડી પર નહિ રહે કે મોઢિયાના પડખામાં ઘસાયા કરશે.

**ત્રાક:**—પોલાદનો અણીદાર સળિયો, જેનાવડે સૂતર કંતાય છે તથા જેના ઉપર વીંટાય છે. ત્રાક બિલકુલ થરડ વિનાની સીધી હોવી જોઇએ. કાંતવામાં એ મહત્ત્વનું હોય છે કે ચક્કરના એક આંટાથી ત્રાકના કેટલા આંટા થાય છે. એથી ત્રાકની જાડાઈ મહત્ત્વની વસ્તુ છે. તે બહુજ અણીદાર ન હોવી જોઇએ. તેમ હોય તો તાર કરપાઈ જાય છે.

**ચમરખાં:**—ચામડાની ગોળ (વિદ્યાપીઠ મોઢિયું હોય તો) ચકતીઓ, જેની મધ્યમાં પાડેલાં કાણાંમાં રહીને ત્રાક ફરે છે. આથી તે હલકી ફરે છે અને થડકતી નથી. ચમરખાં બરાબર બંધ બેસતાં હોવાં જોઇએ. એનું કાણું મધ્યમાં હોવું જોઈએ અને તે પહોળું થઇ ગયેલું ન હોવું જોઇએ. એવું હશે તો ત્રાક રમતી રહેવાથી ઊછળશે. કાણું ત્રાકની જાડાઇને જોઇએ એવું હોવું જોઇએ. ચમરખાંને ખૂબ તેલ મળવાથી તે ઢીલાંઢબ થઈ જાય તો ખરાબ. કાણામાં એક તેલનું બિંદુ રોજ નંખાય તો બસ થઈ રહે છે.

**ગરેડી:**—ત્રાક ઉપર બેસાડેલી નાની લોખંડની ચકરડી, જેના ઉપર માળ ફરીને ત્રાકને ફેરવે છે. ગરેડીનું કાણું બરાબર મધ્યમાં હોવું જોઇએ અને તે ત્રાક સાથે સજ્જડ બેસાડેલી હોવી જોઇએ. તેનો ખાડો બહુ ઊંડો કે બહુ છાછરો ન

હોવો જોઇએ. ઊંડો હશે તો માળ ભરાઇ રહેશે અને છાછરો હશે તો માળ સરકી જશે.

**સાડી:**—ગરેડીને બદલે કેટલાક લોક ત્રાક ઉપર ગુંદરવાળું સૂતર લપેટીને પછી ઝીકારો પાઈને માળ ફરવાને માટે જે જાડો ભાગ બનાવે છે તે. તે બહુ જાડી કે તરત કપાઈ જાય એવી પોચી ન હોવી જોઇએ. એના બન્ને છેડા ઢળતા ન હોવા જોઇએ. હવે ધીમે ધીમે સાડીને ઠેકાણે ગરેડીનો પ્રચાર થવા લાગ્યો છે.

**ચકરડી:**-પતરાની, કાગળની, કચકડાની, કે બીજી કોઈ વસ્તુની ગોળ ચકતી, જેને અઢેલીને કોકડું ભરાય છે. તેનું કાણું બરાબર મધ્યમાં હોવું જોઇએ ને ત્રાક પર ઊભી બરાબર ગોઠવવી. ચકરડી વજનમાં હલકી હોય તેમ સારું. એથી ત્રાક હળવી ફરે.

**ઓસીકું:**—લાકડાના જે ટુકડા ઉપર મોઢિયું બેસાડેલું હોય છે તે. આ ટુકડો, પાટલી અથવા બેસણીને બરાબર કાટખૂણે ચક્કરની સામે બેસાડેલો હોય છે. એનું વજન સાવ થોડું હોય તો કાંતતાં તે કાંતનારની ભણી ખેંચાઇ આવે છે એ દોષ કહેવાય.

**માળ:**—ચક્કર અને મોઢિયાનો સંબંધ કરનારી દોરીને માળ કહે છે. તે ત્રાક અને ચક્કરની ગતિનો સંબંધ જોડે છે અને તેને લીધે ચક્કરની ગતિ ત્રાકને મળે છે. આ દોરી પાતળી અને મીણ ચડાવેલી હોવી જોઇએ. બહુ જાડી કે બહુ પાતળી માળ ગરેડી પર સરકે છે. તેથી ત્રાકના આંટા ઓછા ફરે છે, એટલે વળ ઓછો આવે. માટે તે યોગ્ય જાડાઇની જ તૈયાર કરવી. (તે વિષે પાછળ બતાવ્યું છે.)

## રેંટિયાનું ખોખું

રેંટિયાના આ ભાગમાં કરેડા, પાટલી અથવા બેસણી, અને મોભ અથવા આડીનો સમાવેશ થાય છે.

**કરેડાઃ**—લાકડાના ઊભા થાંભલા, જેમાં ધરી ફરવા માટે મોરવાયાં બેસાડેલાં હોય છે, અને જેના પર ચક્કર ટેકવાયેલું રહે છે. કરેડા પાટલી સાથે સજ્જડ જડેલા હોવા જોઈએ. અને બન્ને બાજુના કરેડા એક બીજાની બરાબર સીધમાં હોવા જોઇએ.

**પાટલી અથવા બેસણીઃ**—લાકડાના જે આડા ટુકડા ઉપર કરેડા બેસાડેલા હોય છે, એને પાટલી અથવા બેસણી કહે છે.

**મોભ અથવા આડીઃ**—પાટલી તથા ઓસીકાને જોડનાર લાકડાની પટ્ટી, જે રેંટિયાની લંબાઈમાં બન્નેને કાટખૂણે પકડી રાખે છે. આનું લાકડું મજબૂત હોવું જોઇએ જેથી કોઈ વખતે ઉપર વજન આવતાં તે ભાંગી ન જાય. એની લંબાઈ સાવ ઓછી હોય તો કાંતતાં ન ફાવે. તેવું જ વધારે પડતી હોય તો થાય. સામાન્ય રીતે ૨૪ ઇંચના ચક્કરના રેંટિયામાં લગભગ ૩૬ ઇંચનો મોભ રખાય છે.

## આવા રેંટિયાની કિંમત

ઉપર જણાવ્યો એવો ચોવીસ ઇંચનાં તાડિયાંવાળા રેંટિયાની કિંમત ત્રાક અને ફાળકા સિવાય સાધારણ રીતે રૂ. ૩ થી ૩ા સુધી આવે છે. કેટલાક રેંટિયામાં ધરી સાથે ફાળકો બેસાડેલો હોય છે અને મોભની નીચે પેટી જડેલી હોય છે. આની કિંમત જુદી લેવાય છે.

## ત્રાકની સજાવટ

રેંટિયો મેળવ્યા પછી કાંતવા માટે તેને સજવો જોઇએ. તેમાં પ્રથમ ત્રાકની સજાવટ કેમ કરવી એ જોઈએ.

**ગરેડીવાળી ત્રાકઃ**—જો ત્રાક ગરેડીવાળી હોય તો તેની બન્ને તરફથી એક એક ચમરખું નાખવું. ચમરખાનું કાણું બરોબર વચ્ચે હોય તેવું જ વાપરવું. કાણું ત્રાક સહેલાઈથી ફરી શકે તેવું હોવું જોઇએ.

"વિદ્યાપીઠ મોઢિયા'માં ચમરખાં બરાબર બેસે એવડાં, તેનાં ગોળ ઘર હોય છે. ત્રાક સાથે ચમરખાં તેમાં ગોઠવવાં. ગરેડી બરાબર મધ્યમાં રાખવી. તે મધ્યમાં જ રહી ફરે અને ચમરખાંની વચ્ચે આઘીપાછી ન ખસે તેટલા સારુ સૂતર લઈ તેને પલાળેલો ઘટ્ટ ગુંદર લગાવી થોડું સૂતર દરેક ચમરખાની બન્ને બાજુએ વીંટવું. એથી ત્રાક ખસી નહિ શકે, એકજ જગ્યાએ સ્થિર ફર્યાં કરશે, તથા ત્રાક કાઢવા ઘાલવામાં બહુ જ સુગમતા પડે છે. જો કે બન્ને ચમરખાંની અંદરની એક જ બાજુએ, એટલે કે ગરેડી તરફ સૂતર વીંટીએ તો પણ ત્રાક આઘીપાછી તો ખસે નહિ; પણ ત્રાક કાઢતી વખતે ચમરખાંને હાથેથી ખસેડવાં પડે. જો સૂતર દરેક ચમરખાની બન્ને બાજુએ વીંટેલ હોય તો માત્ર ત્રાકને પાછળ ધકેલતાં તે નીકળે તથા આગળ ખેંચતાં અંદર બેસી જાય. વળી છેડાનું ચમરખું છૂટું રહે તેથી ખોવાઈ જવાની ધાસ્તી રહે છે, તે પણ ચમરખાંની બન્ને તરફ સૂતર વીંટેલ હોય તો ન રહે.

અંદરના ગાળામાં સૂતર વીંટવું ન ગમે તો, પાતળા બરૂની બે ભૂંગળીઓ લઈ ગરેડી ને ચમરખાં વચ્ચેના ગાળા જેટલી સરખી કાપી, પહેલાં ગરેડીની બન્ને બાજુ ભરાવવી. પછી ચમરખાં નાંખવાથી ત્રાક આઘી પાછી નહિ થઈ શકે અને કામ ચાલશે.

પછી કોકડું ભરવાની ચકરડી બેસાડવામાં આવે છે. ચકરડીનું કાણું બરાબર મધ્યમાં જ પાડેલું તથા ત્રાક ઉપર સજ્જડ બેસી રહે તેટલું મોટું જોઇએ. ચકરડી ક્યાં ગોઠવવી એ બરાબર માપીને નક્કી કરવું. જો વચલા ચમરખા પાસે જ બેસાડીએ તો મોઢિયામાં ત્રાક ઘાલતી વેળાએ ચકરડી નડશે. એટલે ચકરડી મોઢિયાની થાંભલીથી દૂર રહે એવી રીતે ગોઠવવી. તેની બન્ને બાજુએ પણ થોડું ગુંદર લગાડેલું સૂતર વીંટવું જેથી ચકરડી ત્રાક પર બરાબર સ્થિર બેઠેલી રહે. ચકરડી જરા પણ હાલવી જોઇએ નહિ તેમજ વાંકી ચૂકી બેસાડવી નહિ. નહિ તો કોકડું બગડે અને સૂતર ગૂંચાઇ જાય. આ પ્રમાણે ત્રાકને ચમરખાં તથા ચકરડી લગાડીને તડકામાં ગુંદર બરાબર સુકાય ત્યાં

સુધી રાખવી. જો ગુંદર બરાબર સુકાયો નહિ હોય તો થોડો વખત વપરાતાં સૂતરની ગોળીઓ ખસી જશે અને ત્રાક આઘીપાછી ખસવા માંડશે. સુકાઈ ગયા પછી ત્રાક કાંતવા માટે તૈયાર થઈ ગણાય. પછી ત્રાક પર માળ બાંધીને કાંતવાનું શરૂ કરવું.

**સાડીવાળી ત્રાકઃ**—જો ત્રાક ઉપર ગગેડી ન હોય તો ત્રાકને સાડી ચડાવવામાં આવે છે. મોઢિયાનું માપ લઇને તેની લંબાઈ જોઈ લેવી જોઇએ. ચમરખાંના ઘર વચ્ચેના અંતર જેવડી તે કરવી પડશે. તેને માટે ગુંદર લગાડેલું સૂતર લઈ પાસેપાસે સખત વીંટતા જવું. વચ્ચે જરા પણ જગા રહે નહિ તથા તાર ઉપરાઉપરી ચડે નહિ તેવી રીતે લંબાઈના એક છેડાથી બીજા છેડા સુધી એક થર વીંટી લેવો; પછી બીજો શરૂ કરવો. એ પ્રમાણે ત્રાકની જાડાઇથી બમણી જાડાઇ થાય જેટલી સાડી વારા ફરતી થર વીંટીને કરવી. આડી એક સરખી થવી જોઇએ—અંદર ખાડા ટેકરા પડવા ન જોઇએ.

ઉપર પ્રમાણે ગુંદર લગાડેલું સૂતર વીંટી લીધા પછી એક ઠીંકરાના કકડાને પથ્થર પર ઘસીને થોડો ભૂકો તૈયાર કરવો. તે ભૂકો એક સપાટ પાટિયાના કકડા પર પાથરીને તે પર ત્રાક બન્ને છેડા પર સરખું વજન રહે તેમ ફેરવવી. તે ભૂકો સૂતર પર સરખા પ્રમાણમાં ચોંટી જાય એટલે વધેલો ભૂકો કાઢી નાખીને તે જ પાટિયા પર સાડીવાળી ત્રાક મૂકી, તેનો લાંબો છેડો હાથમાં રાખીને, બીજો પાટિયાનો સપાટ કકડો લઈ પૂણી વળાય તે રીતે ભાર દઇને સૂતર જે દિશામાં વીટેલું હોય તેજ દિશામાં એક જ બાજુ તેને ફેરવવી, જેથી સાડી પર ઠીંકરાનો ભૂકો મજબૂત તથા સરખો ચોંટી જાય. (ઠીંકરાના ભૂકાને બદલે સીમેન્ટ પણ વપરાય છે. પ્લાસ્ટર ઑફ પેરીસ પણ સારું કામ આપે છે.) પછી તેને સુકાવા દેવો. ઓછામાં ઓછો એક દિવસ ત્રાક તડકામાં રાખવી જેથી સાડીનાં અંદરનાં પડ બરાબર સુકાઈ જાય અને મજબૂત બને.

સાડી બનાવતાં નીચેની બાબત ધ્યાનમાં રાખવી. ગુંદર ઘટ્ટ

વાપરવો, પાતળો નહિ: સૂતરનો એક તાર વાપરવાને બદલે બે તાર સાથે વીંટવા; આંટા પાસેપાસે તથા સખત વીંટવા, તે ઢીલા ન રહે. વીંટતાં ખાડા ટેકરા ન પડે તે સંભાળવું. સાડી પૂરેપૂરી સુકાવા દેવી તથા બન્ને બાજુના છેડા સીધા ઊભા બનાવવા. ઢાળ પડતા બને તો ચમરખાનાં કાણાં જલદી મોટાં થઈ જશે.

સાડી સુકાયા પછી તેની બન્ને બાજુ ચમરખાં રાખી ચમરખાંની બીજી બાજુ ગુંદરવાળું સૂતર લગાવી દેવું. અને ચકરડી તો ઉપર બતાવ્યા પ્રમાણે ગરેડીવાળી ત્રાકની પેઠેજ બેસાડવી.

**મોઢિયામાં ત્રાક બેસાડવાની રીતઃ**—મોઢિયાની દરેક થાંભલીની પાછળ એક એક ચમરખું રહે તેમ ત્રાક મોઢિયાના ઉપરના ખાંચામાં રાખી ત્રાકને ગરેડી આગળથી પકડીને આપણી બાજુ સહેજ ખેંચવાથી ચમરખાંના ઘરમાં ચમરખાં બેસી જશે. ગરેડી આગળથી જ પકડીને ઊલટી ખસેડવાથી ત્રાક નીકળે છે. જો ચમરખાંના ઘર કરતાં ચમરખાં નાનાં હોવાથી કાંતતી વખતે ચમરખાં પાછાં ખસી જતાં હોય તો દરેક થાંભલીમાં ચમરખાંના ઘરમાં જાય એવું એક ઝીણું કાણું પાડેલું હોય છે. તેમાં દીવાસળી અથવા લોખંડની ચૂંક નાખવી, જેથી ચમરખાં ખસશે નહિ.

## માળ બનાવવાની રીત

ત્રાક સજી લીધી એટલે માળનો ખપ પડે. તે કેવી રીતે બનાવાય તે નીચે જણાવવામાં આવ્યું છે.

**માળનું સુતરઃ**—મિલની તૈયાર દોરીઓની માળ બનાવવી તે વ્યાજબી નથી કારણ કે સૂતર કાંતનાર માળને માટે બીજા ઉપર આધાર રાખે એ બરાબર નથી; વળી માળને અભાવે રેંટિયો થોડો વખત પણ બંધ રાખવો પડે એ સ્થિતિ લજ્જાસ્પદ છે.

માળ બનાવવા માટે સૂતર ઝીણું તેમજ મજબૂત અને એકસરખું વાપરવું જેથી માળ વધારે ચાલે. ૨૦ આંકના ૧૦ તાર

અથવા ૧૬ આંકના ૮ તાર માળ બનાવવા માટે બસ થશે. માળ બહુ જાડી તથા બહુ પાતળી પણ સારી નહિ. માટે ઉપરના પ્રમાણમાં જેવું સૂતર હોય તે પ્રમાણે વત્તા ઓછા તાર લેવા. પણ ૧૬ નંબરથી જાડા સૂતરની માળ સારી, મજબૂત નહિ થાય.

માળ કેવડી રાખવી એનો હિસાબ આમ છે. ચક્કર ઉપર થઇને ત્રાક પરથી આંટો પૂરો કરતાં ૯ થી ૧૨ ઇંચ લાંબી રહે એવડી માળ જોઇએ. દરેકે પોતાના રેંટિયાના પ્રમાણમાં માળ નાની મોટી આ હિસાબે બનાવવી.

**પહેલી રીતઃ**–માળ જેટલી લાંબી બનાવવી હોય તેથી અડધો ફૂટ તાર વધારે લાંબા રાખવા. એટલે કે જો ૧૨॥ ફૂટ લાંબી માળ બનાવવી હોય તો ૧૩ ફૂટ દૂર બે ખીલી ઠોકી તે ઉપર જેટલા તારની માળ બનાવવી હોય તેથી અડધા આંટા વીંટવા. પછી નીચેના તારોને ખીલી સાથે બાંધી ઉપરના તારોને સૂતરના વળ કરતાં અવળો વળ આપવો. વળ દેતી વખતે સૂતર હાથમાંથી છૂટી જવું ન જોઈએ. તેમજ તાર ઢીલા રાખીને પણ વળ ન દેવો. પણ જરા ખેંચાઇને વળ બેસે તેમ દેવો. તાર તૂટી ન જાય તેની સાવચેતી રાખવી. આ પ્રમાણે ઉપરના તારને વળ ચડાવીને તેને ખીલા જોડે બાંધીને નીચેના તારોને પણ તે જ પ્રમાણે તે જ દિશામાં વળ દેવો. તેને વળ દીધા પછી બન્ને છેડા ભેગા કરીને પહેલાં જે દિશામાં વળ દીધો હતો તેથી ઉલટી રીતે વળ દેવો. વળ દેતી વખતે ખૂબ ખેંચીને વળ દેવો જેથી વળ સરખો તથા પાકો બેસે. વળ દઇ રહ્યા પછી તેને ભીનો હાથ દઈ ને ખેંચીને સુકાવા દેવો. પછી સહેજ મીણ ઘસીને એક લૂગડાના કકડાથી ખૂબ લૂછી નાખવી જેથી વધારાનું મીણ નીકળી જાય. મીણ બહુ થોડું લગાવવું. મીણ લગાડવાનો હેતુ વળ બરાબર બેસે તથા દોરી સરખી ગોળ લીસી અને કાંઇક મજબૂત બને એ છે.

**બીજી રીતઃ**–જેટલી લાંબી માળ કરવી હોય તેથી બમણી લંબાઈના અડધા તાર લેવા અને એક કાગળની ભુંગળી કે લાકડાની

ખોળી પર વીંટી લઈ જનોઈ બનાવે છે તેમ વળ આપીને તકલીથી સૂતરના વળ કરતાં ઊલટો વળ દેવો. એ ક્રિયાને થરડવું એમ કહેવાય છે. તે થરડેલી દોરીને બેવડી કરીને હવે પહેલાંના કરતાં ઊલટો વળ દેવો. એટલે માળની દોરી તૈયાર થશે. પછી પાણીવાળો હાથ લગાવી, સૂકવી, મીણ લગાડીને, લૂગડાના કકડાથી ઘસી માળ પૂરી કરી લેવી.

હવે માળ કેવી રીતે બાંધવી તે જોઈશું.

## માળ બાંધવાની રીત.

માળ તૈયાર કર્યા પછી તેને એક છેડે ઝીણી ગાંઠ વાળવી. બીજે છેડે દોઢેક ઈંચ લાંબું નાકું બનાવવું. ગાંઠથી ત્રણ સાડાત્રણ ઈંચ દૂર એક પોલી ગાંઠ વાળી તેના ગળામાંથી ગાંઠવાળો છેડો પસાર કરી પોલી ગાંઠ ખેંચી સખ્ત કરી દેવી જેથી નાકું તૈયાર થશે. નાકું એવું હોવું જોઈએ કે તે સરકીને નાનું મોટું થાય નહિ.

પછી નાકાને ચક્કરની નીચેથી પાછલી બાજુએ લેવું. માળનો બીજો છેડો ત્રાકની નીચેથી ઉપર લઈ નાકામાંથી પસાર કરીને બરાબર સખત રહે તેમ ખેંચીને પાછો બેવડો વાળી ચારેક ઈંચ છેટે એક આંટી પાડવી. પછી થોડે છેટે માળની લંબાઈ પ્રમાણે બીજી બે ત્રણ આંટી પાડી માળના છેલ્લા છેડાને એક ઝીણી આંટીમાં છેડાની ગાંઠ સખત રીતે ફસાઈ જાય તેમ ભરાવી દેવી. માળ ફરવામાં આ ભરવેલો છેડો નાકાની પછવાડે ફરે એમ માળ રહેવી જોઈએ.

આ પ્રમાણે માળ બાંધવાથી તે ઢીલી સખત સહેલાઈથી થઈ શકે છે. ઢીલી કરવી હોય તો છેલ્લી આંટીથી માંડી દરેક આંટીને પાછળ ખસેડવાથી ઢીલી થાય છે અને આગળ ખસેડવાથી સખત થાય છે. માળની નીચેની દોરીને રેંટિયાના મોભ અથવા આડી સાથે દબાવતાં સાધારણ જોર પડે તો માળ બરાબર બંધાયલી જાણવી. સહેલાઈથી દબાય તો ઢીલી અને બહુ જોર પડે તો સખત છે એમ જાણવું.

માળના સામસામા છેડા ભેગા કરીને ગાંઠ મારવી નહિ કારણકે ગાંઠ સજ્જડ બેસી ગયા પછી છૂટશે નહિ. અને ઢીલી અથવા સખત કરવા માટે માળ તોડવી પડે એટલે તે નકામી જાય. વળી માળને સાંધો કરીને ચલાવવી નહિ કારણકે ગાંઠો વધારે આવે તો ત્રાકને દર ગાંઠે ખટકો આવે એટલું કાંતવામાં નડે.

મોઢિયાંમાં ત્રાક ચડાવી માળ બાંધી એટલે કાંતવા માટે રેંટિયો તૈયાર થયો.

હવે સારી પૂણી મેળવવી રહી તે માટે શું કરવું તે જોઇએ.

## સારી પૂણી

**જાતે પીંજવું**:–સૂતર સારું કાઢવા માટે સરસ પૂણી જોઇએ; એટલે જાતે પીંજીને પૂણી બનાવતાં શીખી લેવું જરૂરનું છે. આથી ખર્ચનો પણ બચાવ થાય છે, કારણ કે માત્ર રૂની કિંમતમાં જ આપણને તૈયાર પૂણી મળી શકે છે. એક કુટુંબમાં માત્ર એક જ જણ સારી રીતે પીંજવાનું શીખી લે તો તે કુટુંબને ઉત્તમ તથા સસ્તી પૂણી મળે અને પૂણી માટે પારકા સામું જોવું મટે.

**દેખરેખથી પીંજાવવું**:–સારી જાતના રૂમાંથી ખાસ દેખરેખ નીચે પીંજાવીને ઠીક પૂણી મેળવી શકાય. પણ એમ પારકા પર પૂણી માટે આધાર રાખવા જતાં, અનુભવે જોયું છે કે પૂણી ન મળવાથી કાંતવાનું અટકી જાય છે.

**બજારુ પૂણી**:–હાલ બજારમાં ઠેકાણે ઠેકાણે વેચાતી પૂણીનો મોટો ભાગ મિલના કચરા ( વેસ્ટ ) તરીકે કાઢી નાંખેલા રૂમાંથી બનાવેલો હોય છે. તે પૂણીમાંથી કંતાતું સૂતર ખાદી વણાવવાને લાયક હોતું નથી, કારણ કે તે નબળું તેમ જ જાડુંપાતળું નીકળે છે. તેને કાંતતાં પણ વધારે વખત જાય છે અને કચરો ખૂબ પડતો હોવાથી સરવાળે મોંઘું પડે છે. પીંજરાઓ તો આજે ગોદડાં ગાદલાં માટે જ રૂ પીંજી જાણે છે; એટલે તેમની પાસેથી સારી પૂણીની

આશા રાખવી નકામી છે. પૂણી સારુ તેઓ પીંજે છે તો પણ વધારે કમાણીના લોભે વધારે પૂણી બનાવવા ગમે તેમ પીંજી નાંખે છે; અને પરિણામે પૂણી કાંતવા લાયક બનતી નથી.

**મિલની પૂણી:**–કેટલેક ઠેકાણે મિલમાં બનેલી પૂણી વેચાય છે, એ એક અનિષ્ટ છે· તેને આપણે પોષવું ન જોઇએ. **શુદ્ધ ખાદી** જ પહેરવાની ઇચ્છાવાળાથી મિલની પૂણી ન વપરાય.

**મિલની પૂણીની ખાદી શુદ્ધ ન કહેવાય.**

આખી વણાટકળાનું મૂળ પીંજણકળા છે. મિલની પૂણી વાપરવાથી તે કળા નષ્ટ થાય છે અને કેટલાયે ગરીબોની રોજી જાય છે; એટલું જ નહિ પણ આપણે **પરદેશી સાંચા ઉપર** આધાર રાખતા થઈ જઈએ છીએ. સ્વાશ્રયી કાંતનાર કદી આવું પરાવલંબન ન રાખે. અને જો જાતે જ પીંજી લઇએ તો કપાસને ભાવે આપણને પૂણીઓ મળે એટલે તે મોંઘી પણ ન પડે.

આથી સારું કાંતવા ઇચ્છનારે પોતે પીંજવાનું રાખવું જોઈએ. એકલ માણસને માટે હાથપીંજણ અને કુટુંબને માટે મધ્યમ પીંજણ અનુકૂળ પડે છે.

## બેઠક

કાંતનારે હવે કેમ બેસવું એ જાણવાની જરૂર હોય છે. કાંતવાનું આસન બરાબર ન હોય તો તાર કાઢતાં ન ફાવે, વધારે તૂટે, વેગ બરાબર ન આવે અને કાંતવામાં રસ ન રહે.

બેઠક રેંટિયાના હાથાની સામે રાખવી, તથા મોઢું રેંટિયાના મોઢિયા તરફ રહે તેમ મરડાઇને બેસવું. એટલે જમણો હાથ ચક્કર તરફ આવશે અને ડાબો, પૂણી પકડવાનો હાથ ત્રાંસો આપણી બાજુમાં ખેંચી શકાય તેમ:રહેવાથી તાર લાંબો નીકળશે. આથી ચક્કર ફેરવતાં ફાવશે. બાજઠ અથવા માંચી પર બેસીને કાંતવું ઠીક ફાવે છે. પછી તો દરેકે પોતાને ફાવતું આસન પ્રયોગથી ખોળી લેવું જોઇએ.

## કાંતવાની શરૂઆત

શરૂઆતઃ—પૂણીમાંથી હાથેથી વળ દઈને થોડો તાર કાઢી ત્રાકના આગલા ભાગ ઉપર લપેટવો. પછી જમણા હાથે ચક્કરનો હાથો ફેરવીને, ડાબા હાથે પૂણીને અંગૂઠા તથા તેની જોડેની આંગળીની ચપટીમાં સરખા દબાણથી પકડીને થોડો થોડો તાર કાઢતા જવું; સાથે સાથે વળ પણ ચડાવતા જવું. તાર પૂરો થયા પછી ચકરડી પાસે વીંટવો. (શરૂઆતમાં વીંટતાં ધ્યાનમાં રાખવું કે તાર ત્રાકની નીચે થઈને વીંટાય, ઉપર થઈને નહિ) એમ દર વખતે પૂણીવાળો હાથ પાછો ખેંચતા જવું તથા તે દરમ્યાન ચક્કરવાળો હાથ પણ ધીરે ધીરે ફેરવતા જવું. બન્નેમાંથી એક પણ હાથની ગતિ બીજા કરતાં વધશે તો કાંતવાનું ફાવશે નહિ. એટલે જો ચક્કરવાળો હાથ બહુ ફરશે તો પૂણીમાં વળ ચડી જઈને સૂતર નીકળવાને બદલે પૂણી જ કંતાઈ જશે. પૂણીવાળો હાથ ચલાવતાં ખૂબ જોર પડશે. જો પૂણીવાળો હાથ જલદી ચાલશે તો તો સૂતરનો તાર ફીસો નીકળતાં તૂટી જશે.

શરૂઆતમાં આમ બને તેથી કંટાળવું નહિ. પણ નીચે પ્રમાણે સાવચેતી રાખીને ધીરજથી કાંતવાનું આગળ વધારતા રહેવું. જો પૂણીમાં વળ બહુ જ ચડી જતો માલૂમ પડે તો ચકકરવાળો હાથ ફેરવવો બંધ કરી માત્ર પૂણીવાળો હાથ જ ધીરે ધીરે તાર તૂટે નહિ તેમ ખેંચતા જવાથી આખરે વળ ઓછો થઈ જશે. પછી જ્યારે સામાન્ય વળ રહે ત્યારે પાછો ચકકરવાળો હાથ ધીરે ધીરે પૂણીવાળા હાથની સાથે ચલાવવાથી તાર નીકળશે. તેમજ જો વળ ઓછો થતો માલૂમ પડે અને પૂણીવાળા હાથ પર ત્રાકનું ખેંચાણ બિલકુલ ન રહે તો પૂણીવાળો હાથ ધીમો કરીને ચક્કરની ગતિ સહેજ વધારવી અને જ્યારે પૂરતો વળ આવી જાય એટલે બન્ને હાથને સરખી ગતિએ ચલાવવા. કાંતતી વખતે પૂણીવાળા હાથને વળનું ખેંચાણ રહે તેમ કાંતવું. તેથી તાર મજબૂત તથા સરખો નીકળશે, અને તાર પૂરો થયા પછી વળ દેવાની જરૂર નહિ પડે.

## કોકડું વીંટવું

તાર કંતાઇને પૂરો થાય ત્યારે ચકકરવાળો હાથ ફેરવવો બંધ કરીને હાથો ધીરેધીરે પાછો ફેરવવો અને તે જ વખતે પૂણીવાળો હાથ સૂતરની ઢીલ ન પડવા દેતાં ઊંચો કરતા જવું. આ પ્રમાણે ત્રાક પરના આંટા ઉકેલીને તાર કોકડાની અણી ઉપર આવે ત્યારે ચક્કરને પાછું ધીરે ધીરે સવળું ફેરવવું અને તારને સખત વીંટતાં હાથને નીચે લાવતા જવું. ત્રાકની કોકડી પર વીંટાતો તાર પાછો કોકડીની અણી પર થઇને ત્રાક પર થોડા આંટા લપેટાય અને આશરે વેંત જેટલો બાકી રહે તેમ રાખવો. (બધો તાર લપેટવાનો લોભ રાખવો નહિ) પાછું કાંતવાનું શરૂ કરવું. વળી વીંટવું. એ પ્રમાણે આગળ ચલાવવું. નવા શીખનારે ધીરે ધીરે કાળજીપૂર્વક વીંટવાથી હાથ બેસી જશે અને કામ સારું થશે. સારું આવડી ગયા પછી વીંટવાનું જેટલુ જલદી થશે તે પ્રમાણમાં કાંતવાની ઝડપ વધશે.

## સાંધ

સૂતર ફાળકા પર ઉતારતાં તૂટે તો બે છેડાની ગાંઠ વાળવી નહિ; પણ તેમને ભેગા કરી ચપટી વડે વળ ચડાવી ચાલુ તારની સાથે આમળવા. આ ક્રિયાને સાંધ કહે છે. તે પાકી બનાવવી. કાચી સાંધ ઊબળી જાય છે અને ફરીથી સાંધવી પડે છે. દરેક કાંતનારે સાંધ કેમ કરવી એ તો પહેલુંજ શીખી લેવું. જો સાંધ બરાબર નથી હોતી તો વણાટમાં પાંજતી વખતે બધી સાંધો ઊકલી જાય છે અને વણામણી ભારે પડે છે.

કાંતતાં કાંતતાં સૂતર તૂટે તો છેડા પરનો વળ કાઢી નાંખી બન્ને છેડાના સામસામા રેષા મેળવીને વળ દેવો અથવા પૂણી ઉપર તારનો છેડો મૂકીને નવો તાર શરૂ કરવો. જો છેડા પાકા વળદાર હોય તો ઉપર પ્રમાણે પણ સાંધ કરવી હોય તો કરાય.

કોઈ પણ કારણે સૂતરની ગાંઠ ન જ વાળવી.

## સામાન્ય સૂચના

**ત્રાકની સંભાળઃ**—સીધી ત્રાક અને સરસ પૂણી કાંતતાં શીખનારને શિક્ષક જેટલી મદદ કરે છે. માટે ત્રાકને ખૂબ જ સંભાળવી. જરા પણ થડકાટ કે અથડામણ કે ઝટકો લાગતાં તે ઠરડાઇ જાય તો કાંતવા માટે નકામી બને. માટે ત્રાક લેતાં મૂકતાં કાળજી રાખવી. ત્રાક રેંટિયામાં જ બેસાડેલી રાખી ન મૂકવી, પણ જ્યારે જરૂર પડે ત્યારે જ બેસાડવી. પછી કાઢીને સુરક્ષિત રીતે રાખવી, નહિ તો હરતાં ફરતાં કોઇને વાગીને અથવા લૂગડામાં ભરાઈને ઠરડાઈ જશે. ત્રાક માટે પેટી રાખવી જોઇએ. કાંતીને તરત તેમાં મૂકીને જ રેંટિયેથી ઊઠવાનો નિયમ રાખવો. કાંતતી વખતે જ પેટીમાંથી તે બહાર કાઢવી.

**તેલ પૂરવું:**—દરરોજ કાંતવાનું શરૂ કરતી વખતે ત્રાક ઘાલતા પહેલાં જ ચમરખાંનાં કાણાંમાં તેનું એક એક ટીપું પૂરવું. પછી ત્રાક મોઢિયામાં બેસાડવી. પણ ત્રાક બેસાડયા પછી મોઢિયાંમાં પુષ્કળ તેલ પૂરી તેને હનુમાન બનાવવું નહિ. તેવી રીતે ધરીના બેરિંગમાં પણ થોડુંક જ તેલ પૂરવું. વધારે તેલ રેંટિયો ખરડવાની જ ગરજ સારે છે.

**માળની બાંધછોડ:**—માળને દરરોજ છોડવી બાંધવી નહિ. એક વખત બાંધેલી માળ ઘણો વખત ચાલે. કાંતીને માળને ચક્કર પર લપેટી રાખવી. ફરી કાંતવા બેસીએ ત્યારે તેને ચક્કર પરથી ઉતારી, તેમાં ત્રાક પરોવીને ત્રાક મોઢિયામાં બેસાડવી. પછી ચક્કર પર ધીરે ધીરે માળ ચડાવી દેવી. ચક્કર પર ચડાવેલી માળે ત્રાક ન બેસાડવી. તેમજ ત્રાક કાઢતાં પણ પહેલાં ચક્કર ઉપરથી માળ ઉતાર્યા પછી ત્રાક કાઢીને તેને ચક્કર ઉપર વીંટીને ભરાવી અથવા બાંધી દેવી. માળને ચક્કર પર છૂટી રાખવી નહિ કારણ કે ભૂલથી કોઈ રેંટિયો ફેરવે તો માળ ચક્કરની ધરી પર વીંટાતાં ગૂંચાઈને તૂટી જાય અથવા બગડે છે.

**સારી પૂણીઃ**—પૂણી સારી જ વાપરવી જેથી તાર મજબૂત તથા સમાન નીકળે, તૂટ ઓછી થાય અને વખત બચે તથા કચરો ઓછો પડે.

**સૂતરઃ**—શરૂઆતમાં ૧૦-૧૨ આંકથી ઝીણું સૂતર કાંતવું નહિ કારણકે શરૂઆતમાં સૂતર કાચું નીકળે ને ઝીણું હોય તો નકામું જાય. વળી શિખાઉને હાથે ઝીણું લાળ જેવું સૂતર સહેજે નીકળી આવે છે, શરૂઆતમાં એકસરખું સૂતર કાંતવું ફાવતું નથી. એટલે જ્યાં સુધી એકસરખું તથા મજબૂત કાંતતાં આવડે નહિ ત્યાં સુધી ઝીણું સૂતર કાંતવું સલાહભર્યું નથી.

બન્ને હાથનો સંબંધ બરાબર જળવાતો થઈ જાય અને સૂતર સામાન્ય રીતે એકસરખું અને મજબૂત નીકળે તથા કોકડું કઠણ તથા ગૂંચવાયા સિવાય જલદી ઊકલી શકે તેવું થાય ત્યારે કાંતતાં શીખ્યા એમ ગણવું. ગમે તેવા તાંતણા ખેંચવાથી કાંતતાં આવડ્યું ગણાય નહિ.

## વળદાર, એકધારું અને મજબૂત સૂતર

**પૂરતો વળઃ**—તાર કાઢતાં કાઢતાં સૂતરને પૂરતો વળ મળતો રહેવો જોઈએ. તાર ખેંચ્યા પછી વળ દેવો નહિ. પૂણીમાંથી તાર જેમ જેમ નીકળતો જાય તેમ તેમ પૂરો વળ મળતો જાય તે રીતે કાંતવું. જેમ જેમ તાર નીકળતો જાય તેમ તેમ વળ ચડતો જ રહેવો જોઇએ. તેમ કરવાથી સૂતરમાં વળ બેસી જાય છે, અને તે સહેલાઈથી મજબૂત તથા સરખું નીકળે છે.

પૂણીમાંથી થોડા રેસા બહાર નીકળ્યા પછી તેને થોડો વળ આપીને દોરા જેવું કરવું, અને કાગો તાર લાંબો ખેંચ્યા પછી બે ચાર ચક્કર ફેરવીને તેને વળ દેવો એ ખરાબ રીત છે; તેથી સૂતર કાચું થાય છે, તેમાં ગાંઠ ગળફા પડી જાય છે, અને તે વણવામાં તાણા તરીકે નકામું પડે છે. તેનો ઉપયોગ માત્ર વાણામાં જ થઈ શકે. તેમ છતાં ખાદી નબળી થાય. જો તે સૂતર વધારે કાચું હોય તો તે પાટી કે શેતરંજી બનાવવા ખપ લાગે.

ઓછા વળવાળાની જેમ વધારે પડતા વળવાળું સૂતર પણ ખરાબ ગણાય છે. તેમ કરવાથી સૂતર બટકણું ( બરડ ) બની જાય છે, ખૂબ તૂટે છે, તથા તેમાં આંકડીઓ ( આમળા ) પડી જાય છે. આને લીધે વણવામાં વારંવાર તૂટવાથી ખૂબ મુશ્કેલી પડે છે.

**સવળો વળ:**—હાલમાં કેટલાક લોકો તકલી અવળી રીતે કાંતે છે. તેથી તેમના સૂતરનો વળ અવળો આવે છે. અને કેટલાક નવી નવી જાતના ચકકરવાળા નાના રેંટિયા જેમાંના ઘણાખરા દાંતાવાળા ચક્કરના બનાવેલા હોય છે, તે તથા સાદા રેંટિયા માળને આંટી પાડીને ચલાવવામાં આવે છે, તેમાંથી નીકળતા સૂતરને અવળો વળ આવે છે.

અત્રે નવી નવી જાતના રેંટિયા બનાવનારાઓને એક સૂચના કરવી જરૂરી છે કે તેમણે પ્રથમ તો સાદા રેંટિયા પર એક ઉસ્તાદ જેટલી સફળતા મેળવી લેવી. પછી જ પોતાના સુધારાવધારા વિચારપૂર્વક તથા કાંતણના મુદ્દાઓ બરાબર જળવાય તેવી રીતે કરવા, જેથી પરિણામ કાંઈક ઠીક આવે અને બનાવનાર તથા ખરીદનાર બન્નેને નુકસાન જાય નહિ.

ઊલટા વળ વાળું સૂતર તાણામાં વણી શકાતું નથી અને ખૂબ અડચણ પડે છે. તેથી તેવું સૂતર કાંતવું જ નહિ. પણ જો અત્યાર સુધીમાં થોડુંઘણું થયું હોય તો તેનું બંડલ બાંધી ઉપર ઊલટા વળનું સૂતર એમ લખીને જુદું જ રાખવું, જેથી વણનાર અથવા વણાવનાર તેનો વાણામાં ઉપયોગ કરી શકે. પણ પછી તો સવળા વળનું જ કાંતવાનું શીખી લેવું. નવી નવી જાતના રેંટિયા ખરીદતી વખતે તેનાથી કંતાતા સૂતરનો વળ સવળો આવે છે કે અવળો તે તપાસવું. સવળો વળ આવતો હોય તો જ તે ખરીદવો. સવળા અવળા વળનું સૂતર ભેગું કરેલ હશે તો તદ્દન નકામું જશે કેમકે તે વણી શકાતું નથી.

**સવળો અવળો વળ પારખવાની રીત:**—સૂતરને બન્ને હાથની ચપટીમાં પકડી રાખીને જમણા હાથના અંગૂઠાને આપણા શરીર તરફ ( અથવા ડાબા હાથ તરફ ) ફેરવતાં વળ વધારે

ચડતો જાય તો સવળો વળ સમજવો અને જો વળ ઊકલી જાય તો અવળો સમજવો.

આ પ્રમાણે દરેક જણુ પોતાના સૂતરને વળ કેવો આવે છે તે તપાસી જુએ તથા જો વળ સવળો હોય તો કાંતવાનું ચાલુ રાખે અને અવળો વળ હોય તો તે સુધારીને ચલાવે. પોતાના સ્નેહી સંબંધીમાંથી કોઈ અવળા વળનું સૂતર કાંતતું હોય તેને તેમ કરતાં અટકાવીને સવળા વળનું સૂતર કાંતવાનું સમજાવે. આ બાબતમાં ગફલત કરવાથી કાંતનાર તથા વણનાર બન્ને ને નકામું નુકસાન વેઠવું પડશે.

દાંતાના ચક્કરોવાળા રેંટિયામાં અવળો વળ હોય તો એક વધુ ચક્કર નંખાવી કે કમી કરાવી સવળો વળ થાય તેમ સુધરાવી લેવો.

**એકધારું**:–સૂતર જાડાઈમાં અને ગોળાઈમાં એકસરખું જ આવવું જોઇએ. તેથી એક પછી એક કંતાતો તાર સરખો જ નીકળે તે ઉપર ખાસ લક્ષ આપવું જોઈએ. તાર કાંતતાં વચ્ચે લાળ જેવું પાતળું, કે કોકડા પરના સૂતર કરતાં જાડું, અથવા ફોદાવાળું કે ગાંઠાગળફાવાળું આવે તો તેટલો ભાગ તોડીને કાઢી નાખવો અને બે છેડા સાંધીને એકસરખો તાર કાંતવો.

વચ્ચે વચ્ચે લાળ જેવું સૂતર હોય તો તે વણવાના કામમાં ન આવે. અને ગાંઠગળફાવાળું સૂતર પણ મજબૂત હોય તો જ, પાટી અથવા શેતરંજીમાં વાપરી શકાય. તેની ખાદી સારી ન બને.

**એકધારા સૂતરની પરીક્ષા**:–સૂતર એકધારું આવે છે કે કેમ તે જાણવા માટે નીચેની રીતે થોડા દિવસ સુધી તપાસતા રહેવું. આમ કરવાથી સારું પરિણામ લાવી શકાશે.

દોઢ ફૂટ લાંબું તથા નવથી બાર ઇંચ પહોળું એક પાટિયું અથવા પૂઠું લઇ તેને કાળું રંગવું અથવા તેની બધી બાજુ કાળો કાગળ ચોઢી દેવો. તેના ઉપર પોતે કાંતેલા સૂતરના પચીસેક આંટા

વચ્ચે જરા જરા જગા રાખીને લાંબે પને વીંટવા. બીજે દિવસે કાંતેલા સૂતરના તાર તે જ પાટિયા ઉપર થોડી જગા છોડીને પહેલાંની રીતે વીંટવા. આ પ્રમાણે એ ત્રણ દિવસ તાર વીંટીને દરેક દિવસે તારના સરખાપણામાં કેટલો સુધારો થયો છે તે તપાસવું. જેમજેમ નવું કાંતતા જઈએ તેમતેમ છેક પહેલાંના તાર પાટિયા ઉપરથી ઉતારતા જવું અને તે જગાએ નવા તાર વીંટવા. કોઈ પણ વખતે પાટિયા ઉપર એક પછી એક એમ ત્રણ દિવસના તાર રાખવા જોઈએ, જેથી આગલા દિવસ કરતાં સૂતરમાં કેટલો સુધારો થયો છે તેની ખબર પડે. આ રીતે તપાસતાં જે ખામીઓ જણાય તે કાંતતી વખતે ધ્યાન રાખી દૂર કરતા જવું. થોડા દિવસ આમ કરવાથી સરખું સૂતર કાઢવાની ચીવટ આવશે, અને આંખને તેની પરીક્ષા પડી થશે.

**મજબૂતી:**—સૂતરની મજબૂતી તપાસવા માટે બન્ને હાથની ચપટીમાં તેને પકડીને ખેંચતાં ફીસું સૂતર જલદી ફસકી જાય છે, પણ સારું અને મજબૂત સૂતર ખેંચવાથી થોડું લંબાય છે અને પછી અવાજ કરીને તૂટે છે. વધારે પડતા વળવાળું સૂતર લંબાતું નથી પણ ખેંચતાંજ બટકી જાય છે. એથી ફીસું તથા બટકણું સૂતર વણવામાં સારું નીવડતું નથી.

ઝીણું સૂતર કાંતવા માટે સારી જાતનું રૂ વાપરવું. હલકી જાતના રૂમાંથી બારીક સૂતર કાઢવાનો પ્રયત્ન કરવો નહિ; કારણ કે તેથી સૂતરમાં કસ રહેતો નથી અને મહેનત નકામી જાય છે. રૂની જાત ઉપર તેમાંથી કાઢવાના સૂતરની બારીકાઈનો આધાર હોય છે. ટૂંકા તારવાળી જાતના રૂના સૂતરનો આંક બહુ ન નીકળી શકે

ઉપર જણાવ્યું તેવું સારું સૂતર કાઢવા માટે નીચેનો કોઠો ધ્યાનમાં રાખવો:

| ક્રમ | કપાસની જાત | તંતુની લંબાઈ | એમાંથી કેટલા આંકનું સૂતર નીકળે? |
|---|---|---|---|
| ૧ | હીરવણી ... ... | ૧ ઇંચ | ૩૦–૬૦ |
| ૨ | સૂરતી ... ... | ૧ ,, | ૨૦–૪૦ |
| ૩ | ભરૂચી ... ... | ૭/૮ ,, | ૧૨–૨૭ |
| ૪ | મહિયો ... ... | ૦॥ ,, | ૬—૮ |
| ૫ | વાગડ ... ... | ૦॥। ,, | ૧–૧૨ |

## સૂતર ઉતારવા વિષે

**અટેરણ**:–ત્રાક ઉપર અથવા તકલી ઉપર સૂતરનું કોકડું બરાબર ભરાયા પછી તે સૂતરને નીચેની રીતે ઉતારીને આંટી કરવી.

રેંટિયા ઉપર કાંતેલું સૂતર ફાળકા પર ઉતારવું અને તકલી ઉપર કાંતેલું સૂતર અટેરણ પર ઉતારવું સહેલું પડે છે. થી રેંટિયો ખરીદનારે ફાળકો અને તકલી ખરીદનારે અટેરણ ખરીદવાની જરૂર છે. તકલીની જેમ અટેરણ સાદું અને દરેક જગાએ પાસે રાખવામાં સગવડભર્યું છે.

અટેરણની લંબાઈ એક ફૂટ હોવી જોઇએ; તેનાથી નાના કે મોટા કદનું રાખવું સલાહકારક નથી. અટેરણ પર સૂતર ઉતારતી વખતે વચ્ચે જોગ ( ચોકડી ) પડે એ રીતે ઉતારવું. જે છેડેથી શરૂ કર્યું હોય એ છેડે પાછો તાર આવે ત્યારે એક તાર ગણીને કુલ ૩૨૦ તારની આંટી ઉતારવી. એક જોગ પૂરો પડે ત્યારે એક તાર થયો ગણાય.

**ફાળકો**–ફાળકાનો ઘેરાવો ચાર ફૂટનો રાખવો જોઇએ; તેથી નાનો મોટો ઘેરાવો ન હોવો જોઇએ. કારણ કે જુદા જુદા માપની

ફાળકીઓ વણકરને અડચણ કરે અને પરિણામે વણામણી વધારે આપવી પડે. ચાર ફૂટના ફાળકાથી આંક કાઢવામાં પણ અનુકૂળતા થાય છે.

ફાળકા ઉપર ઉતારતી વખતે ફાળકાનાં પાંખાં પરસ્પર બરાબર કાટખૂણે રહે, એટલે કે ફાળકો બરાબર ચોરસ બની રહે એ રીતે ઊભો રાખવો. તેના ઉપરના ભાગની પાટીમાં એક કાણું હોય છે, તેમાં કાગળની ભૂંગળી કરીને ખોસવી જેથી ઉતારતાં ઉતારતાં તાર ગણતાં ફાવે. ફાળકાનાં પાંખિયાં ખૂબ લીસાં હોવાં જોઈએ. પણ તે લપટાં ન હોવાં જોઇએ.

સૂતરનો તાર ત્રાકની સીધમાં રાખીને ખેંચવાથી સૂતર સહેલાઇથી ઊકલે છે. તારનો છેડો ફાળકાને બાંધ્યા પછી ફાળકો ફેરવતી વખતે તારને ચપટીમાંથી પસાર થવા દેવો, જેથી સૂતર ઉપર કીટીકચરો હોય તે ખરી પડે, તેમ જ ફાળકા ઉપર વ્યવસ્થિત રીતે વીંટાય. હાથની ચપટી ત્રાકની સીધી લીટી કરતાં આઘીપાછી અથવા ઊંચીનીચી હશે તો તાર તૂટી જશે.

ફાળકા ઉપર તાર ઉતારતાં ૧૬૦ તાર થાય એટલે જાડા દોરાનો કે જૂની માળનો નાનો કકડો લઈ તેની એક લટ બાંધી લેવી; અને પછી આગળ તાર ઉતારવા.

એ રીતે ૧૬૦ તારની ચાર જુદી જુદી લટો કરવી. લટ બાંધવાનો દોરો ખેંચીને સખત બાંધવો નહિ. કારણકે વણતી વખતે સૂતરને પલાળવું પડે છે ત્યારે સખત ગાંઠવાળો અને આંટી બનાવેલો ભાગ પલળતો નથી અને તાર તૂટી જાય છે.

## ફૂંકારવા વિષે

**પલાળવું:**–અટેરણ અથવા ફાળકા ઉપરના સૂતરને મોંમાં પાણી ભરી તેની ફૂંક મારીને ભીંજાવવામાં આવે છે. તેને ફૂંકારવાની ક્રિયા કહે છે. પણ સૂતરના ફાળકા અથવા અટેરણને પાણીમાં

ફુબાડીને પલાળવાથી કામ સારું થાય છે. પાણીમાં પલાળતી વખતે સૂતર ઉપર હાથ ફેરવવાથી જલદી પલળી જાય છે. પલાળ્યા પછી ફાળકો ખૂબ ફેરવવો અને પાણીનાં બિંદુ સૂતર ઉપર રહેવા દેવાં નહિ; જો તે રહેશે તો સૂતર પીળું પડી જશે. આમ કર્યા પછી ફાળકાને માત્ર પવનથી જ સુકાય એમ છાંયડે મૂકવો, તડકે મૂકવો નહિ. સૂતર પૂરું સુકાય નહિ ત્યાં સુધી તેને ફાળકા ઉપરથી ઉતારવું નહિ.

અટેરણ ઉપરના સૂતર વિષે પણ ઉપર પ્રમાણે જ સમજવું.

**આંટી બનાવવીઃ**—ફાળકા પરથી ઉતારેલો સૂતરનો હાર સાચવવા સારુ તેને આમળીને ગડીદાર આંટી બનાવવી જોઇએ. એટલે ફાળકા પરથી ઉતારેલી આંટી પોતાના રેંટિયાના હાથે ભેરવીને જે બાજુ આંટીમાં એની મેળે વળ ચડે તે બાજુનો વળ દેવો. પછી વચ્ચેથી બેવડી વાળવાથી ઉલટો વળ ચડશે, એટલે હાર કોરડા જેવો કડણ વણાઈ જશે. તેનો એક છેડો બીજા છેડાના નાકામાં પરોવી દેવો એટલે આંટી તૈયાર થઈ. તે આંટીને પછી કંપડામાં લપેટીને બીજી આંટીઓ ભેગી બાંધી રાખવી, એટલે આંટી ગંદી નહિ થાય અને સૂતર સચવાઇ રહેશે તેમજ ધીસું નહિ પડે.

## સૂતરનો આંક કાઢવા વિષે

**આંકઃ**—ઉપર પ્રમાણે બનાવેલી આંટી જોખતાં શેરમાં જેટલી આંટીઓ તળે તેટલા નંબરનું તે સૂતર ગણાય. દા૦ ત૦ શેરમાં જે સૂતરની ૬૪૦ તારની ૧૬ આંટી તળે તે સૂતર ૧૬ આંકનું ગણાય. દરેક આંટી ૬૪૦ તારની હોય તો જ આ હિસાબ ખરો છે એ ભૂલવું નહિ.

આંક ગણવાની બીજી રીત એ છે કે એક આંટીને જોખતાં તેનું વજન જેટલી આની થાય તેટલા વડે ૬૪૦ ને ભાગવાથી જેટલો ભાગાકાર આવે તેટલો સૂતરનો આંક જાણવો. દા૦ ત૦ આંટીનું વજન બે તોલા એટલે ૩૨ આનીભાર હોય તો તેના વડે ૬૪૦ ને ભાગતાં ૨૦ આવે. તેથી સૂતર ૨૦ આંકનું છે એમ ગણાય.

ઉપર જણાવેલી બેમાંથી કોઈ પણ રીતે આંક કાઢી શકાય. પણ બીજી રીતમાં આનીમાં વજન કાઢવાનું હોવાથી ઝીણાં વજનોની જરૂર પડે છે, જ્યારે પહેલી રીતમાં તેની જરૂર નથી. પહેલી રીતે જે આંક નીકળે તે આખા શેર સૂતરનો સામટો હશે. બીજી રીતે કાઢવાથી દરેક આટીનો આંક મળી શકે છે.

તકલીના સૂતરની આંટી ૩૨૦ તારની હોવાથી બે આંટીની એક આંટી ગણીને ઉપરની રીતે આંક કાઢવો.

ખાદી સારી બનાવવી હોય તો સૂતરની બધી આંટી સરખા જ આંકની હોવી જોઈએ. જુદા જુદા આંકનું સૂતર ભેગું કરવું નહિ. જેટલા આંકનું સૂતર કાંતવાનું શરૂ કર્યું હોય તેટલા જ આંકનું એક તાકા જેટલું સૂતર તૈયાર થાય ત્યાં સુધી કાંત્યા કરવું. બીજા તાકા માટે કાંતતા વખતે તે જેવો ઝીણોજાડો કરવો હોય તે પ્રમાણે આંક રાખવો, પણ ઝીણું સૂતર કાંતવાની હોંશે રોજ જુદા જુદા આંકનું સૂતર કાઢતા ન જવું. જુદી જુદી આંટીના આંકમાં મોટો તફાવત હશે તો સૂતર વણી નહિ શકાય અને વણાશે તો પણ ખાદી સારી નહિ થાય. થોડે થોડે દિવસે સૂતરનો આંક કાઢતા રહેવાથી એકસરખું સૂતર કાઢવું સુગમ થાય છે,

**સૂતરની સાચવણી:**—બધી આંટીઓને કાગળમાં અથવા કપડામાં લપેટીને બંડલ કરી રાખી મૂકવી. તેને ખુલ્લી અથવા રખડતી ન રાખવી.

એક જ આંટીમાં જુદા જુદા કાંતનારનું સૂતર ઉતારવું નહિ. દરેક કાંતનાર પોતાની આંટી જુદી જ ઉતારે અને બંડલ જુદાં જ કરે.

## કાંતતાં નડતી મુશ્કેલીઓ વિષે

### ક્યારે તૂટે છે ?

૧) પૂણી કીટીવાળી અથવા ખરાબ રીતે પીંજેલી હોય તો અથવા હલકા રૂમાંથી ઉંચો નંબર કાંતવાનો લોભ કરીએ તો. તે માટે સારી પૂણી વાપરવી.

૨) ત્રાક ઠરડાઇ ગઇ હોય તો. થરડાયલી ત્રાક ફરતી વખતે ખૂબ ધ્રૂજે છે, તથા ફાંટાવાળી દેખાય છે. બેઠી ફરતી નથી.

૩) ત્રાકની અણી જરા વળી ગઇ હોય તો તાર અણી પાસે જ તૂટયા કરે છે. તે સુધારવી.

૪) વીંટતી વખતે બધો તાર વીંટીને માત્ર ત્રાક આગળ એકાદ ઇંચ રહેવા દઇને કાંતવાનું શરૂ કરવાથી. નવો શીખાઉ આ ભૂલ હંમેશાં કરે છે. માટે વીંટતી વખતે તાર ત્રાકની અણી સુધી વીંટાર્યો પછી પણ આશરે વેંત જેટલો બાકી રાખવો. પછી નવો તાર શરૂ કરવાથી સૂતર તૂટે નહિ અને એક સરખું નીકળે.

૫) કાંતતી વખતે પૂણી પકડેલી ચપટી પર સરખું દબાણ ન રહે તો તાર પોચો ( હાથને ખેંચાણ લાગ્યા સિવાયનો ) નીકળે. તે વધારે લાંબો ખેચતાં ત્યાંથી તૂટે. આવીજ ખામી ચમરખાંનાં કાણાં મોટાં થઇ જાય ત્યારે પણ બને છે.

૬) ત્રાક આઘીપાછી ખસતી હોય તો વીંટતી વખતે તાર તૂટે. બન્ને ચમરખાંની, આજુબાજુ સૂતર ગુંદરવાળું કરીને વીંટવું જેથી ત્રાક ખસશે નહીં.

૧૦) માળની ગાંઠો બહુ જ મોટી વાળેલી હોય તો ત્રાકને આંચકો લાગતાં તાર તૂટે છે. તે સુધારીને માળ બાંધવાની રીતમાં બતાવ્યા પ્રમાણે બાંધવી.

## કોકડું પોચું શાથી ભરાય છે?

૧) માળ ઢીલી હોય તો. તે સખત કરવી.

૨) ગરેડી ઘસાઇને લપટી થઈ ગઈ હોય તો. ગરેડી ઉપર થોડું રૂ વીંટી લેવાથી બરાબર ચાલશે.

૩) ચકરડી હાલતી હોય તો. ચકરડીને સજ્જડ બેસાડવા ગુંદર લગાડીને સૂતર લપેટી લેવું.

૪) વીંટતાં આવડતું ન હોય તો. વીંટતી વખતે તાર કોકડાની અણીથી શરૂ કરીને ઉપર સુધી લઈને પાછો અણી સુધી એક જ વેળાના તાર વખતે વીંટવો જોઇયે તથા વીંટતાં ખેંચાણ રાખવું જોઇએ.

૫) માળ જોઇએ તે કરતાં પાતળી હોય તો. માળ બદલવી અથવા ગરેડીપર રૂ લપેટવું.

૬) ગરેડી ત્રાક પર ધીરેધીરે સરકતી હોય તો. તે સુધરાવવી.

૭) ત્રાક આઘીપાછી ખસતી હોય તો.

## ક્યારે કોકડા ઉપરથી સૂતર ઉતરી આવે?

૧) કોકડું ભરતી વખતે તાર કોકડાની ઉપરના ભાગ ઉપર જ વીંટાઇને પૂરો થતો હોય તો. આ ખામી સુધારવા કોકડું વીંટવાની રીત જુઓ.

૨) હાથ ત્રાકની સીધમાં રહે તેમ કાંતવાથી. આ માટે જુઓ બેઠક વિષે.

૩) કોકડું વીંટાઇ રહે તે વખતે તારના થોડા આંટા ત્રાક પર વીંટવા જોઇએ તે ઓછા વીંટવાથી. માટે જેમ બને તેમ વધારે આંટા ત્રાક પર વીંટેલા રાખવા.

૪) કોકડું ખૂબ મોટું ભરવાના લોભને લીધે.

## સુતર સરખું ન આવવું

૧) પૂણી સારી ન હોય તો. સારી પૂણી વાપરવી.

૨) માળ ઢીલી હોય તો. માળ સખત કરવી.

૩) ગરેડીનો ખાંચો લીસો થઇ ગયો હોય તો. તેમાં રૂ લપેટી લેવું.

૪) ચકકર લચક ખાતું હોય તો. રેંટિયાની ધરી વળી ગઇ હોય અથવા ચકકર મધ્યમાં બેસાડેલું ન હોય તો તે સુધારી લેવું.

૫) કોકડા પરથી સૂતર ઊતરી આવતું હોય તો.

૬) ચમરખાનાં કાણાં મોટાં થયાં હોય તો. ચમરખાં બદલવાં.

૭) સાડી કપાઇને કાપો પડયો હોય તો. તે કાપામાં ગુંદરવાળું સૂતર લપેટવું. પણ ખાડો ટેકરો ન થાય તે ધ્યાનમાં રાખવું.

૮) ચપટી પર સરખું દબાણ ન રહે તો.

૯) ત્રાક આધીપાછી ખસતી હોય તો તે સુધારવી.

## માળ છૂટી જવી અથવા ઢીલી પડવી

૧) માળ ઊંધી બાંધી હોય તો. એટલે માળનું નાકું ચક્કરની નીચેથી લેવાને બદલે ઉપરથી લઇને બાંધેલ હોય તો. તે સુધારવા માળ બાંધવાની રીત જુઓ.

૨) આંટી પાડતી વખતે છેલ્લી ગાંઠ બરાબર ન ભરાવી હોય તો.

૩) સાડી કપાઈને કાપો પડયો હોય તો. તે સુધારવી

૪) ગરેડીનો ખાંચો સાંકડો હોય અને માળ જોઇએ તે કરતાં જાડી હોય તો.

## વીંટતાં ત્રાક ફરે નહીં ક્યારે ?

૧) માળ ઢીલી હોય તો તથા ચમરખાં જોડે સાડી અથવા સૂતરની ગોળીઓ જે ચમરખાંની બાજુમાં હોય છે તે ચમરખાં જોડે ઘસાઇને ફરવાથી. તે સુધારી લેવું.

૨) સૂતર સખત પકડીને વીંટવાનો પ્રયત્ન કરવાથી. વીંટતાં ત્રાક જેમ જેમ સૂતર ખેંચે તેમ તેમ હાથ નીચે લાવતા જવું.

૩) ગરેડીનો ખાંચો લપટો થયો હોય તો. તે સુધારવું

૪) દામણાં ઢીલાં થયાં હોય. અને માળની ગાંઠો ખૂબ મોટી હોવાથી ગરેડીના ખાંચામાં ફસાતી હોય તો. તે સુધારી લેવું.

## માળ ઊતરી જવી અથવા ચક્ર નાં તાડિયાં પર ચઢી જવી

૧) ત્રાક ખસતી હોય તો. તે સુધારવી.

૨) મોઢિયું બરાબર ચક્કરની સામે ન હોય તો મોઢિયાના સ્ક્રૂ કાઢી માળ બરાબર ચક્કર ની વચ્ચે ફરે તેમ થોડું થોડું મોઢિયાને હાથેથી

ખસેડીને તપાસવું. જે જગ્યાએ રાખવાથી માળ બરાબર વચ્ચે ફરે ત્યાં જ મોઢિયું બેસાડવું.

૩) રેંટિયાના કરેડા આઘાપાછા થયા હોય તો. જે બાજુનો કરેડો અંદર નમતો હશે તે તરફ માળ ઉતરવાની માટે તે સુધરાવવો.

## રેંટીયો ભારે કયારે ફરે ?

૧) માળ સખ્ત હોય તો.

૨) ચમરખાંનાં કાણાં સાંકડાં હોય તો, અથવા વાંકાંચૂંકાં હોય તો.

૩) તેલ પુરાયું ન હોય તો.

૪) ધરી તથા મોરવાયાંમાં કચરો ભરાયો હોય તો તથા ચકરડીની પાછળ સૂતર ભરાઇને મોઢિયાના ખાંચામાં ઘસાતું હોય તો.

૫) સાડી બહુ જાડી હોય ને મોઢિયાના ખાંચા જોડે ઘસાતી હોય, અથવા ચમરખાંની આજુબાજુની સૂતરની ગોળીઓ મોઢિયાના ખાંચામાં ઘસાતી હોય તો.

૬) કરેડા વાંકા વળીને ઉપરના ભાગમાં પહોળા અથવા સાંકડા થયા હોય તો.

## સૂતર વણાવનારાઓને સૂચના

સરંજામ કાર્યાલય મારફતે સૂતર વણાવનારાને નીચેની સૂચના ધ્યાનમાં રાખવા વિનંતી છે.

૧ સૂતર મજબૂત એક સરખા આંકનું અને બિલકુલ ગાંઠ ગળફા વગરનું લાવવું.

૨ સૂતર મજબૂત કપડાના કડકામાં બાંધીને અથવા એક થેલીમાં ભરીને લાવવું જેથી એક બીજાનું સેળભેળ ન થઈ જાય.

૩ જુદા જુદા આંકનું પનાવાર કેટલું સૂતર જોઇએ તે નીચેના કોઠામાં બતાવ્યું છે. તે મુજબ સૂતર લાવવું. એથી ઓછું સૂતર ન હોય. વધારે હશે તો વાંધો નહિ, તાકાની લંબાઈ વધારે થશે.

# કોઠો.

## ૨૦ વારના તાકા માટે

(ભાવ વીશીએ ૪॥ પાઇ લેખે ગણવામાં આવ્યા છે.)

| સૂતરનો આંક. | પનો ૩૦ ઇંચ | | પનો ૩૬ ઇંચ | | પનો ૪૫ ઇંચ | | પનો ૫૦ ઇંચ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | સૂતરનું વજન શેરમાં | વણકરી દર વારે રૂ.આ.પા | સૂતરનું વજન શેરમાં | વણકરી દર વારે રૂ.આ.પા | સૂતરનું વજન શેરમાં | વણકરી દર વારે રૂ.આ.પા. | સૂતરનું વજન શેરમાં | વણકરી દર વારે રૂ.આ.પા. |
| ૪ | ૮॥ (૪) | ૦-૧-૬ | ... | ... | ... | ... | ... | ... |
| ૫ | ૭॥ (૪॥) | ૦-૧-૮ ૧/૪ | ... | ... | ... | ... | ... | ... |
| ૬ | ૬॥ (૫) | ૦-૧-૧૦ ૧/૨ | ૮। (૬) | ૦-[illegible]-૩ | ... | ... | ... | ... |
| ૮ | ૬। (૬) | ૦-૨-૩ | ૭॥ (૭) | ૦-૨-૭ ૧/૨ | ... | ... | ... | ... |
| ૧૦ | ૫॥ (૬॥) | ૦-૨-૫ ૧/૪ | ૬॥ (૮) | ૦-૩ ૦ | ૭॥ (૯) | ૦-૩-૪ ૧/૨ | ... | ... |
| ૧૨ | ૪॥। (૭) | ૦-૨-૭ ૧/૨ | ૬ (૮॥) | ૦-૩-૨ ૧/૪ | ૭ (૧૦) | ૦-૩-૯ | ૭॥ (૧૧) | ૦-૪-૧ ૧/૨ |
| ૧૪ | ૪॥ (૭॥) | ૦-૨-૯ ૩/૪ | ૫। (૯) | ૦-૩-૪ ૧/૨ | ૬। (૧૦॥) | ૦-૩-૧ ૧/૪ | ૭ (૧૨) | ૦-૪-૬ |
| ૧૬ | ... | ... | ૫ (૯॥) | ૦-૩-૬ ૩/૪ | ૫॥। (૧૧) | ૦-૪-૧ ૧/૨ | ૬। (૧૨॥) | ૦-૪-૮ ૧/૪ |
| ૧૮ | ... | ... | ... | ... | ૫। (૧૧॥) | ૦-૪-૩ ૩/૪ | ૬ (૧૩) | ૦-૪-૧૦ ૧/૨ |
| ૨૦ | ... | ... | ... | ... | ૫ (૧૨) | ૦-૪-૬ | ૫॥। (૧૪) | ૦-૫-૩ |
| ૨૪ | ... | ... | ... | ... | ... | ... | ૫। (૧૫) | ૦-૫-૭ ૧/૨ |
| ૩૦ | ... | ... | ... | ... | ... | ... | ૪॥ (૧૬) | ૦-૬-૦ |

કૌંસમાં મૂકેલા આંકડા કેટલી વીશીમાં સુતર નંખાય તે બતાવે છે. ભાવનો દર વીશી ઉપર નક્કી થતો હોવાથી તેમાં થતા ફેરફાર મુજબ કિંમતનો ફેરફાર જાણી શકાશે.

૪ તાકો વણતાં થોડું સૂતર ઘટશે તો કાર્યાલયમાંથી ઉમેરવામાં આવશે. તે બદલ તેની કિંમત અથવા ઉમેરેલું હશે એટલું તે જ આંકનું સૂતર લેવામાં આવશે. વણતાં વધેલું સૂતર તાકા સાથે પાછું આપવામાં આવશે.

૫ સૂતરનો તાકો વણાઇને એક માસમાં આપી શકાય એવી ગોઠવણ બનતા સુધી થશે. પરંતુ વણકરની અથવા બીજી કોઇ અણધારેલી અડચણ આવી પડે તો મોડું થવાનો સંભવ રહેશે.
સૂતરનો તાકો વણાઇને આવશે કે તરત જ ટપાલથી માલિકને ખબર પહોંચાડવામાં આવશે.

૬ સૂતર વણાવવા આપતી વખતે વણાવનારે પોતાનું પૂરું નામ તથા સરનામું આપવાં. તાકો કેટલા પનાનો કરવો છે તેની ચોક્કસ સૂચના પહેલેથી આપવી.

૭ સૂતર વણવવા આપતી વખતે તે આપ્યા બદલ પહોંચ આપવામાં આવશે. અને તાકો લેવા આવતી વખતે તે રજૂ કરવા માટે તેને સંભાળથી સાચવી રાખવી.

૮ વણકરીના દર નીચે પ્રમાણે ગણાશેઃ–
૨૦ વારની તાણી થાય એટલું સૂતર હશે તો પનાની દર વીશી (૧૬૦ તાર) એ દર વારે સાધારણ રીતે સાડાચારથી પાંચ પાઈ લેવામાં આવશે. તાણી ૨૦ વારથી ઓછી હશે અથવા સુતર વણવામાં અગવડ પડે તેવું તેમજ ગાંઠોવાળું હશે તો વધારે દર આપવો પડશે.

## આટલું તો કરો

રાષ્ટ્ર માત્ર એક જ કલાક માગે છે.

અને તે પણ

તમારા પોતાના પૂરતું કાપડ બનાવવા માટે

રોજ ૧૭૫ તાર કંતાય **તો** ૫૦ પનાની ૧૬ નંબરની
અઠવાડિયે ૫ તોલા પીંજાય **તો** ૨૦ વાર ખાદી બને

જેમાંથી

| | | | |
|---|---|---|---|
| ધોતીઆં | નંગ ૩ | ૫૦" | ૪ વાર |
| પહેરણ | નગ ૩ | દરેકમાં | ૨ વાર |
| ટોપી | નંગ ૨ | „ | ૦॥ વાર |
| ટુવાલ | નંગ ૧ | „ | ૧ વાર |

ઉપરનું કાપડ ૧ વર્ષ ચાલવાને પૂરતું છે.